

॥ ॐ શ્રી ॥

શ્રી રણછોડરાયનો પરમભક્ત.

# બોડાણો.

નાટકનાં ગાયનો તથા સંક્ષિપ્ત સાર.



શ્રી સરસ્વતિ નાટક સમાજ માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર.

વાડીલાલ હરગોવનદાસ શાહ.

માલેક—શ્રી સરસ્વતિ નાટક સમાજ.

હાલ મુ. સુરત પ્રિન્સેસ થીએટર.



આવૃત્તિ ૨ જી        પ્રત ૨૦૦૦



સુરત, ભાગાતળાવ રોડ ઉપર આવેલા ધી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી



કિંમત બે આના.



॥ ૐ શ્રી ॥

શ્રી રણછોડરાયના પરમભક્ત.

# બોડાણા નાટકનો ટુંક સાર.

## અંક પહેલો.

### મંગળાચરણ.

પ્રવેશ ૧ લો–સ્થળ–ડાકોર. બોડાણાજીનુ ઘર, શ્રી રણછોડરાયના પરમભક્ત બોડાણાજી હરીકિર્તન કરતા આવે છે બાદ ભીક્ષા અર્થે એક દરિદ્ર સાધુનુ આવવુ બોડાણાજી તે સાધુંને ભીક્ષા આપે છે તેટલામા અચાનક ગંગાબાઈનુ આવવુ. ભીક્ષા આપી તે બદલ પોતાના ધણી બોડાણા સાથે તકરાર. બોડાણો મૂર્તિપુજનનો પ્રભાવ તેની સ્ત્રીને કહી સંભળાવે છે. પણ તે વાતને ગંગા તીરસ્કારે છે. મૂર્તિમાં ઇશ્વરત્વ રહેલુ છે. તે વાત ખોટી માની ગંગાબાઈ મર્તિને ફેંકી દેવા જાય છે. મૂર્તિમાંથી શ્રી કૃષ્ણ પ્રગટ થાય છે. ગભરાઈ

દરીદ્રીને મારવા જાય છે. દરીદ્રીના મોઢામાંથી અગ્નીની જવાળા નીકળે છે. આશ્ચર્ય.

### ટેબ્લો.

**પ્રવેશ ૨જો–રસ્તો.** બ્રહ્મચારી પાખંડ રચવાના વિચારમા આવે છે. તેટલામાં લીલાધરની એક સ્ત્રી સૂરજ પોતાની જુવાનીના મદમાં બ્રહ્મચારીપર મોહિત થાય છે લીલાધર અને તેની બીજી સ્ત્રી મણી એચીંતા આવે છે. સૂરજ અને મણી વચ્ચે તકરાર. સૂરજ પોતાને જ્ઞાન મેળવવાની ઇચ્છા લીલાધરને બતાવી, બ્રહ્મચારીને પોતાને ઘેર લઇ જવા લીલાધરને સમજાવે છે લીલાધર બ્રહ્મચારીને પોતાને ઘેર લઇ જાય છે.

**પ્રવેશ ૩જો–ઉદયરાજની કચેરી.** પુત્ર ન હોવાથી રાજાને થતો સંતાપ. પ્રધાન સાંત્વન કરે છે. એટલામાં બોડાણાજી પ્રવેશ કરે છે બોડાણાને માન મળેલુ જોઇ સરદારસીંહ ઇર્ષા કરે છે બોડાણાજી શ્રદ્ધાનો મહીમા કહી સંભળાવે છે. રાજા પોતાને પુત્ર થાય તે માટે પ્રતિજ્ઞા લે છે. સરદારસીંહએ રાખેલી શ્રદ્ધાનુ ફળ ન થાય તો શી સજા કરવી તે પુછે છે પોતે હારે તો પોતાનું શીર આપવા કબુલ કરે છે. બોડાણાજી શ્રદ્ધા અફળ થાય તો પોતાનું શીર આપવા બંધાય છે. સર્વે બોડાણાને ધન્યવાદ આપે છે.

**પ્રવેશ ૪થો–વૈકુંઠધામ.** રાધાનો સખીઓ સાથે આનંદ બાદ શ્રી કૃષ્ણ પધારી રાધા સાથે પ્રેમવિનોદ કરે છે. કૃષ્ણને ભક્ત બોડાણાનું સ્મરણ થાય છે. રાધા બોડાણાની હકીકત જાણી લે છે. કૃષ્ણ ભક્તની વારે જવા તૈયાર થાય છે. સાથે જવાની રાધા હઠ.

**પ્રવેશ ૫મો–ઉદયરાજનો મહેલ.** શ્રદ્ધા રાખવાથી રાણીને ગર્ભ રહ્યો તે બદલ આનંદ. રાજા અને સરદારસિંહ વચ્ચે મતભેદ. રાજાનું જવું. રાણીને પુત્ર થાય તો ગુમ કરવાનો સરદારનો નિશ્ચય. દાયાણીરૂપે કૃષ્ણનુ આવવું પ્રભુને દાયાણી સમજી પોતાનું કામ પાર કરવા સરદારની આજીજી. છેવટે પાંચ ગામની બક્ષીસથી કામ પાર પાડવા સરદાર પાસેથી લખાવી લેછે. બાદ બંનેનું જવું.

**પ્રવેશ ૬ઠો–લીલાધરનું ઘર.** મણીની ભક્તિ, તેની દયાની ગેરહાજરીમા પાછળથી બ્રહ્મચારીનુ આલીંગન. મણીનો બ્રહ્મચારીપર તીરસ્કાર. બ્રહ્મચારી પોતાની ઇચ્છા પુરી કરવા બદલ સુરજની વીરૂધ લીલાધરને સમજાવે છે. લીલાધર ખરૂ માની સુરજની પરીક્ષા કરી ઘરમાથી કાઢી મુકે છે.

**પ્રવેશ ૭મો–કૃષ્ણ દાયાણી રૂપે.** ઉદયરાજ જોડે ગર્ભ નિષ્ફળ ગયા સંબંધી વાતચીત કરે છે. વાત સાંભળી સરદાર દાયાણીપર ખુશ થાય છે. સરદારસીંહ બોડાણાને શીક્ષા

કરવા માટે પકડી લાવવા રાજાની આજ્ઞા માગે છે. લાચારીથી રાજા હા પાડે છે. સરદારનો આનંદ.

**પ્રવેશ ૮મો-ઓડાણાનું ઘર.** ગંગાની ભક્તિ. ઓડાણાને પકડવા તિરસ્કાર કરતાં સરદારનું આવવું. ગંગાનું ગભરાવવું ગંગાપર કુદ્રષ્ટિ. ઓડાણાનું આવવું સરદારસીંહ તેને કેદ કરી લઈ જાય છે.

**પ્રવેશ ૯મો-વધ સ્થાન.** વિચારગ્રસ્ત ઉદયરાજ. ઓડાણો અને ગંગા સહિત સરદાર આવે છે. રાજા ઈન્સાફનું કામ દીવાનને સોંપે છે ઓડાણાજીની હાર થઈ છે સરદારસીંહ જીત થઈ છે. દીવાને કહ્યું પોતાની સરત પ્રમાણે ઓડાણો વર્તવા તૈયાર થયો. સરદારસીંહે ઓડાણાનું માથું કાપવા સીપાઇઓને ઓર્ડર કર્યો. કૃષ્ણનું પ્રગટ થવું બ્રાહ્મણ વેશે સરદાર અને કૃષ્ણ વચ્ચે તકરાર રાધા પુત્રને લઇને આવે છે. અને શ્રી કૃષ્ણનું મુળ સ્વરૂપ પ્રગટ થાય છે. **ટેબ્લો.**



# અંક બીજો.



**પ્રવેશ ૧લો—ગામનું પાદર.** ગોપલોકોનો વાર્તાલાપ. બોડાણાનું આવવું. શ્રી દ્વારિકાનાથને કાલાવાલા કરી પોતાના ગામમાં લાવવા દૃઢ વિચાર. રાજાને પુત્ર થએલો હોવાથી માનતા મૂકવા સવ સહિત દ્વારિકા જતાં રસ્તામાં બોડાણાનો મેળાપ. બોડાણાનો યુવરાજને આશીર્વાદ. રાજા બોડાણાને રત્ન જવાહીર સહિત થાળ ભેટ આપે છે. ધન, ભક્તિમાં ઉપાધિરૂપ હોવાથી તેનો ઉપકાર સહિત અસ્વીકાર. તે થાળ રાજાની આજ્ઞાથી બોડાણો એક બ્રાહ્મણને દક્ષિણા તરીકે અપાવે છે. પોતાની સાથે વાહનમાં બેસાડી દ્વારિકા લઇ જવા રાજા વિનતિ કરે છે. બોડાણો પગે ચાલીને જવા ખુશી બતાવે છે. એક ગોવાળની ભક્તને પ્રભુ દર્શન માટે આજીજી બોડાણાનો ભક્તિથી પ્રભુ મળે છે એમ સમજુતી આપે છે. ગોપને ખુશી.

**પ્રવેશ ૨જો—દ્વારિકાનું મંદિર.** બોડાણાનું આવવું. ૭૦ વર્ષથી વ્રત લઇ પ્રભુ ભક્તિ કરતા જોઇ ગુગળીઓ તથા કાશીના બ્રાહ્મણોની બોડાણા પાસે વ્રત ઉજવી બ્રહ્મભોજન કરાવવા વિષે માંગણી. રાજા તરફથી કાલે બ્રહ્મભોજન

થશે એવું બોડાણાને મોઢે સાંભળી બ્રાહ્મણોની ખુશી બોડાણાની ભકિતથી પ્રસન્ન થઇ સાક્ષાત પ્રભુ દર્શન ઇચ્છાનુસાર માંગી લેવા પ્રભુનું બોડાણાને કહેવું. પોતાની વૃદ્ધાવસ્થા થવાથી સેવા નિમિત્તે દ્વારિકા સુધી નહિ આવી શકાય માટે પ્રભુને ડાંકોર પધારવાની માંગણી. પ્રભુજી બીજી વખત બોડાણો આવે ત્યારે વ્હેલ લેતા આવે અને તેમની સાથે ડાકોર જવાની કબુલાત આનંદ સાથે બોડાણાનુ જવુ

**પ્રવેશ ૩જો–લીલાધરનું ઘર** લીલાધર સુરજને ધિક્કારતો પ્રવેશે છે. મણી સાથે સુરજના ચરિત્ર સબંધી વાતચીત મણીની ભકિત જોઇ લીલાધરનું શંકાશીલ થવુ તેને માનસિક પુજા કરવાનુ કહે છે બ્રહ્મચારીની વર્તણુક માટે મણી સાથે વાતચીત. અને બ્રહ્મચારી લુચ્ચો છે એવા ઠરાવપર આવવુ જો પોકળ પકડાય તો નાક કાન કાપી લઈ વિદાય કરવાનો દ્રઢ નિશ્ચય અને તેનુ પોકળ બનાવવા મણીની કબુલત. લીલાધરનુ ઘરમા સંતાઈ રહેવુ બ્રહ્મચારીનુ આવવું પ્રેમની માંગણી મણીએ કરેલી બનાવટ. લીલાધરનુ આવવુ. બ્રહ્મચારીની ફજેતી.

**પ્રવેશ ૪થો–નગરનું પાદર.** બોડાણાનું ભકિત કરતાં આવવું ત્યાં સરદારને સર્પ ડંશ. બોડાણાની આજીજીથી શ્રી કૃષ્ણે

કરેલો સરદારનો બચાવ. બોડાણાને સરદાર વચ્ચે તકરાર. સરદાર બોડાણાને મારવા જતાં વૃક્ષમાંથી શ્રી કૃષ્ણનું પ્રગટ થવું.

**પ્રવેશ ૫મો–ગંગાનું ઘર.** બોડાણાએ દ્વારિકામાં બનેલી બીના સંબંધી ગંગા સાથે વાતચીત. કૃષ્ણ પ્રભુએ ડાકોર આવવા આપેલું વચન.

**પ્રવેશ ૬ઠો–ગામનો ચોરો.** બોડાણાએ પટેલ પાસે કરેલી વ્હેલની માંગણી. અંતે પટેલોની આપવા માટે કબુલાત વ્હેલ લઇને જાય છે.

**પ્રવેશ ૭મો–સુરજનું ઘર.** નાક કાન કાપેલા બ્રહ્મચારીનું સ્ત્રી વેશે સુરજને ત્યાં આવવું. શોધવા નીકળેલા લીલાધરનું આવવું બ્રહ્મચારીનું સંતાઇ જવું. મળી બ્રહ્મચારીને શોધી કાઢે છે. લીલાધરનો સુરજને બદચાલ માટે ઠપકો. સુરજ પશ્ચાતાપ કરે છે બ્રહ્મચારીને રજા આપવી ત્રણે જણનું જાત્રાએ નીકળવું.

**પ્રવેશ ૮મો–દ્વારિકાનું મંદિર.** મિષ્ટાન્ન જમેલા બ્રાહ્મણોની ખુશાલી. બોડાણાનું આગમન. દ્વાર બંધ જોઇને દિલગીરી. ભકિતના પ્રભાવથી દરવાજા ખુલ્લી જાય છે. કૃષ્ણનું પ્રગટ થઇ બોડાણા સાથે વ્હેલમાં બેસીને જવું.



# અંક ત્રીજો.



**પ્રવેશ ૧લો-શિવાજીની કચેરી.** કૃષ્ણ પરમાત્માના ગુમ થવા બદલ ગુગળીઓની ફરીઆદ. ગુગળીઓને આશ્વાસન આપતાં રાજાનું શોધ માટે નીકળવું.

**પ્રવેશ ૨જો-રસ્તો.** બ્રહ્મચારીનો અફસોસ કપટી સરદારનો પશ્ચાતાપ. બોડાણાનું ખુન કરવા સંબંધી બ્રહ્મચારીને સરદારની ઉશ્કેરણી બોડાણાની ખોળ માટે શિવાજીના સરદારનું આવવું. તપાસ મેળવી ચાલ્યા જવુ. બ્રહ્મચારીનું બોડાણાને ઠાર મારવા જવુ સરદારનું ગંગા પાસે જવું

**પ્રવેશ ૩જો-પાદર.** કૃષ્ણ પરમાત્માનું વ્હેલ સહિત ગામને પાદરે આવી લાગવું. બોડાણાનું આશ્ચર્ય થવું શ્રી કૃષ્ણ બોડાણાને લીમડાનું દાતણ આપે છે. તે મીઠું લાગવાથી શકાશીલ થાય છે. તે જગાનું મહાત્મ્ય સાચવવાને માટે વ્હેલમાંથી ઉતરી તે જગાએ પરમાત્માનાં પગલાં કરવા સંબંધી વિનંતી. પરમાત્માએ ભકતની ઇચ્છા પુર્ણ કરવી ડાકોરમા ગુપ્ત રહેવા માટે શ્રી કૃષ્ણની બોડાણા સાથે વાતચીત. ગોમતીમાં સંતાવાનો

પરચમ (૧૧)

દરાવ. પ્રભુ દર્શન માટે ગોપનું સાહસ. પ્રભુના ચતુર્ભુજ દર્શન.

ટેબ્લો.

**પ્રવેશ ૪થો–રસ્તો.** બોડાણા ધ્યાનસ્થ સ્થિતિમાં બ્રહ્મચારીએ બોડાણાનું ખુન કરવા આવવું. બોડાણાને પોતાનો ઉપકાર માનતો જોઈ બ્રહ્મચારીએ નમી પડવું. બોડાણાને પોતાના ગુરૂ તરીકે માનવા. બાદ સરદારને પકડવા માટે બ્રહ્મચારીનુ જવું. લીલાધર, સુરજ તથા મણીનું આવવું. એકાએક ભકત બોડાણાનો મેળાપ. સત્ય રસ્તો બતાવી બોડાણાનું જવું

**પ્રવેશ ૫મો– ગંગાનું ઘર.** ગંગા પ્રભુ પ્રાર્થના કરે છે. બાદ સરદારનું અચાનક આવવું. ગગાને પોતાની કરવા સરદારની માંગણી અને ગગાનો તિરસ્કાર. બળાત્કાર કરવા જતાં બ્રહ્મચારીનું આવવું. બંનેની તકરાર. અંતે બ્રહ્મચારીના હાથે સરદારનું ખુન

**પ્રવેશ ૬ઠો–રણસંગ્રામ.** ઉદયરાજ પોતાના માણસોને ઉશ્કેરવા બદલ વાતચીત. યુવરાજનું આવવુ બાળસૈન્ય તૈયાર કરવા બદલ પિતાની આજ્ઞા.

**ટ્રાન્સફર–ગોમતીનો દેખાવ.** શિવાજીનું આવવું. વાદવિવાદ અંતે યુધ્ધ. બોડાણાનું અચાનક આવવું. મુગળીએ બોડાણાને બાણ

# બોડાણાના ખેલમાં આવતાં પાત્રોનાં નામ.

કૃષ્ણ માહારાજ... ... ... ... શ્રી દ્વારીકાનાથ
ભકતરાજ બોડાણો. . ... શ્રી ખાબરીઆનો એક ગરાસીઓ.
ઉદયરાજ .. ... ... ... દંકપુરનો રાજા.
સરદાર... .. ... ... .. ઉદયગીરનો.
દિર્ઘદશી .. ... ઉદયરાજનો દીવાન
ઉત્તમસિંહ .. ... ઉદયરાજનો પુત્ર.
લીલાધર.. ... ... .. . એક વાણીઓ.
બ્રહ્મચારી .. . .. ... . દંકઋષીનો શીષ્ય
શીવાજી .. .. . ... .. દ્વારીકાનો રાજા



## સ્ત્રી પાત્રોનાં નામ.



ગંગા . . .. બોડાણાની સ્ત્રી.
રાધાજી ... ... શ્રી કૃષ્ણ ભગવાનની વાલ્હી
સુરજ } મણી } .. ... ... ... લીલાધરની સ્ત્રીઓ.

એ શિવાય ગુગળીઓ, દરબારીઓ, કચનીઓ, ગોવાળીઆ પટેલીઆ, મારાઓ, નારદ, શંકર, પાર્વતી વિગેરે. વિગેરે.

॥ ॐ श्री ॥

શ્રી રણછોડરાયના પરમભક્ત.

# બોડાણા નાટકનાં ગાયનો.



## અંક પહેલો.

સ્તુતિ--                    ૧

દાસ નાથ વિઘ્ન હર,
હર તું પદ પ્રણામ શીશ સ્વીકાર,
આદ્ય નિરંજન, ભવ ભય ભંજન.        દાસ
દધીની મધ્ય ડૂબતી નાવ,
જ્ઞાની સુકાની સાથ નિગમ પથ,
નગમ નાથ પાર તુ તાર        દાસ

બાળાઓ--                    ૨

ભલી ભક્તિની માળ, મળી માળુકને આજ,
સજે સકળ સજન, અમુલ ભુષણ એ.        ભલી
ધારી માળા પ્રલ્હાદજીએ, કરી મ્હાત નરસિંહજીએ,
પ્રિત ધરી ધરીએ,        ભલી.

ધન્ય છે ધ્રુવરાજ, શુક્રમાં અચળ છે આજ,
ભક્તિ મોતીને હસ ચરજે.
જનની જણે તો જણ દાઆતા કે શુરજન,
નહિ તો રહે વાંઝણી, નુર ના શુમાવ જન.
ધન્ય છે ગંગા માતા,
વાળીમાં શ્રી શામ તોળાતા,
ભક્તિ ભુષણ સજજે. ભલી.

આડાણો-- ૩

છબી ત્હારી વા'લારે અનતર પટમા
ભાવી ઘટમાં વિશ્વ વિહારી મનમાં,
રહો વિરાજી તનમાં. છબી.
ધરી છે મણી મય માળા, સોહે છે સુન્દર ચનમાળા,
લગની કનૈયાથી લાગી જગમાં,
રહયા વ્યાપી ઘટ ઘટમાં. છબી.
જડયાં છે એ રત્ન મનોહર,
વેસર બાજુ સુંદર કર. લગની છબી.

સુરજ-- ૪

જોવો ખીલી મધુર ફુલવાડી, સુવા મગ્ન ગોરડી,
અંગ ઉમગ રંગ રસધારી, વસતની વેલડી,
આવે ૠતુરાજ,

આવો રસરાજ,
કસે કસ કંચુકીની, સ્તન રસ ઝારી,
ભ્રમર મધુકર મધુરવ, અનંગ ઉપાસી,
પિયુષ ભર આંખડી. જેવી.

સુરજ–બ્રહ્મ– ૫

રસ લુંટા રસીલા રંગ માણુ મોજીલા,
મારી જોબન કળી આ રસમાતી.
(ર૨) મારા મનની વેરણ કળી થાતી.
પવન ટાળુ, હું પાલવે આ.
બ્રહ્મચારીને એનારે બાના,
વાહ બ્રહ્મચારી, બગ ધ્યાન ધારી,
વાહ લટકાળી, વાહ ચટકાળી,
કઈ કામણ કીધું ભારી,
બાળો ભોળો બ્રહ્મચારી. રસ.

મણી–લીલા–સુરજ–બ્રહ્મ– ૬

ચાલો મારા લીલા સુજાણ, વારી હુ જાઉ પ્રાણ,
હું તારો વેચાણ. ચાલો.
સતિ કૈકૈ જેવી નાર, મળી મારો બેડો પાર,
મળજો સૌને આવી નાર.
બની હું તો ભક્તાણી, ભજવાને સારંગ પ્રાણી,

મતી ગતી મેં તો જાણી, છાનાંમાનાં રહો શાણી
એક મોટો ગધ્ધો ને, એક નાની સરખી ઘોડી,
હું તારો પ્યારો ને તું મારી પ્યારી,
જાને અનાડી શું માંડી લવારી.

કંચનીઓ- ૭

ધધ પપ ગમપ ગમરે સાસા.
રેરે ગમ પપ ગન રેરે સાસા
પપ સાસા રેરે સાગમ રેરે સા
ગમપ ગમરે સાસા સાનીધપ
મપની ધધપ મપ ગમરેસા...

બોડાણા- ૮

તારી ધીરે ગાડી હાંકોરે, મેરામણ ગાડીવાળા
તારી મજરે ગાડી હાંકોરે, મેરામણ ગાડીવાળા.
ઘોડા છુટયા થાનસે પીછે પડી પોકાર,
દસ દરવાજા બંધ હુવા તોભી, નીકળ ગયા અસવાર--તારી.
ગંગા કીનારે ઘર કરી. અને નહાવો નિર્મળ નીર.
આપ્યા વિના શું પામીએરે, તે કહાં ગયા દાસ કબીર--તારી

સખીઓ-- ૯

ઝુલે ઝુલોરે રાધેમાણી, માણેક જડીયલ હીંડોળે.
વૃષભાનુ તનયા તમ ઝુલે મોરી શશી રહ્યા ઉગીરે ઝુલે.

કર કંકણુ કલર વકરી, ક્ષેમતાને શોધજો,
નયન ભ્રકુટી વક્રથી, સ્નેહ અમૃત રેલવજો,
કર પલ્લવ કમળ પસારી પ્રેમને પ્રકાશજો,
નખ ક્ષત થકી ભુને ખણી, મહા ભાવને રીઝાવજો,
કોટી કંદર્પ રૂપ વાજી રાધે અનુપ,
કૃષ્ણુ તેજ આપ રૂપ. ગમણુ.

સખીઓ-રાધા- ૨૦

હાંરે શાણી ચાલો સુરંગી સહેલી પ્રેમ રસ રેલા.
શામ રંગીની વાત જેનઈ બેઠા આ બેની નવેલી પ્રેમ ઘેલી.
સખીઓ હું હારી, હુ હારી, હું હારી, મને ન સતાવો બસ જાઓ,
નેહે શ્રીનાથજીને નયને નચાવો, અજાણ્યાં બની શુ બનાવો,
બોલીને બોલી શું બાળો બજેલીને બહુ નહી શરમાઓ,
ગઇ સૌ જાણી સખીયો, મનની વાત,
પુલકે ઘાટ મળશે નાથ ભેદ ન ભાંખની ભોળી ગોરી હારે.

રાધા-કૃષ્ણ- ૨૧

કાના ઘેલા મને સતાવો નહિ સલુણા,
ગોરી ગુણુ ધામ, તજો હઠ નામ,
વારે વાજી રસીલા રીસાળા છોગાળા
સુંદીર શામ— કાના.
ગીરીવર ધાર, વારૂ પ્રિતિ આણુ,

શામ ઘનશામ, હૃદય આરામ,
જાણી જુદી પ્રભુ પ્રીત, ચોરી ખાતા નવનીત.
બણી એવી તમ પ્રીત,
મારું ના લગાડો પ્રાણના આધાર.
હરિ સાથે લ્યો દાસીને નામી વીનવતી
વાહ વાહ વાહ--                    ગોરી

કૃષ્ણ કૈકેઈ દાયાણી--        ૧૨

ચમકત તન લટક ચટક મટકથી ચાલ ચાલી.
રમક ઝમક પ્યારી,
સદન કમળ મગન થાર ફરતી ધરતી સાળે શ્રૃગાર.
મદન અગન જોબન ઝલક ઉમગ રંગત જામી
જોઈ આ આકૃતિ રતિનો પતિ ભાન ભુલે
જેનાની સાથ શીવ બ્રહ્માનું મનડુ ડુલે.
તો તે પામરનું શું ગજુ કે પરખશે મુજને
ફસાતું ફંદમાં મુરખ મનથી શુ ફુલે                    મદન

દાયાણી--સરદાર--        ૧૪

વાહરે શાણા સરદાર છો,
રંગે રમો રસ રાજજો.
બોળીને કાલી ના જાણજો,
કામકાજ આજ આપ નક્કી સમજજો

પ્રાણદોર હાથ તું પ્યારી સમજજે,
ચિન્તા ઉર લેશ ના લાવજો,
વિશ્વાસે નાવ પાર તારજો. વાહરે

મણી--

૧૪

ચરણ અમીની હું તો પ્યાસીરે--દાસી
હું તારી ભક્તિની પ્યાસી--
વા બાળવીરા ગીરધર લાલા,
હૃદય કમળ નીત રહેજો પ્રકાસીરે--દાસી.
દેવ દયાળા, રસિક રૂપાળા,
તન મન ધન તમ ચરણ ઉપાનારે--દાસી

બ્રહ્મ--મણી--

૧૫

રસ બસ યૈવનની ખીલી ફુલવાડી,
માંહી કુસુમ ઝુલે ઝુલાવે,
તારી મીઠી મીઠી માયા માંહી લપટાવ,
દેની મોઘા મોલું પ્રેમદાન કરી ભાવ મહીં
માયા જેવુ રૂપ તારૂ, બ્રહ્મ સમીપે આવ.
થાશે પાવન પ્રેમ પસારી આલિંગન દે આવ મહીં.
વાહ ભોળા બ્રહ્મચારી ભાઈ,
સારી તમે શોધી આ સગાઈ,
જોગટા સંસારીના વેવાઈ,
ઠીક કરવા માંડી આ ઠગાઇ, ચાલ હટ

છેક આમ વચન બાણુ, ઘટે ન પ્રિય પ્રાણુ,
શુધ બુધ ત્યાગી તારી માયા મને લાગી,
જુઠી દુનિયા દેને ત્યાગી, થઇને વેરાગી,
દૂર જા લફંગા, કામી પ્રપંચી તું અંધા,
ચૂપરે ગધ્ધાના ગધ્ધા ધિકક જા જા. ચાહ.

સુરજ— ૧૬

લલિત આ ચંદ્રવદન લટકાળી ચાલપર મોહી રહ્યા બ્રહ્મચારી,
છબીલી નવ જોબન નારી, કામાની કામણુ કરનારી— લલિત.
ગુલાબી ગાલ, ચંદ્રસમ ભાલ,
અધરથી અમૃતરસ છલકાય, જોબનની ફુલવાડી ઉભરાય—લલિત.

લીલા-મણી-સુરજ-બ્રહ્મ— ૧૭

દૂરથા કદંગી કુછંદી અવિચારી નાર,
શરમ શરમ મને હજાર ભાન હું ભલી,
ભૂલી ગમાર, પીયુ પ્યાર (ર)— દૂર થા
ચાહ બાજી રચાઇ આ મન માનતી,
નફટ તુ ટળી જા, નિર્લજ તું મરજા—દૂરથા

ગંગાબાઇ— ૧૮

સ્વામી સંભાળોરે, હે કૃષ્ણુ કૃપાળા,
શરણુ લેજો અનાથોના નાથ પતિ મારા,

કારણ કરણુ વિઘ્ન વીદારણુ છો રાધે પ્યારા. સ્વામી.
ભડભડ ગીરી ગીરી દવ પ્રજળતો, હરણાં પામે ત્રાસ,
શર સાંધે છે પારધી, જીવનની નહિ આશ,
આવો વારે બળવીર, દ્રુપદ સુતાનાં પૂર્યાં ચીર. સ્વામી.

ઓડાણો— ૧૯

શીદ બળી જાતોરે પતંગ જીવ દીવે પડી.
તજી મોહ માયાને ભજ શામ— શીદ
સગાંને સંબંધીરે, સાથ નહિ કરશો કદી.
કાળ જવ ભરે કાપી કામ પાપીયા પોકારેરે
પુન્ય કંઇ ના કર્યું રે,
પછી પસ્તાશો પામર પ્રાણ પોક પાડી રૂવેરે,
હવે પ્રભુને ભજુરે— શીદ.

ઓડાણો— ૨૦

આવો ગરૂડ ચઢીને નંદલાલારે, પારધી પુંઠ પડ્યો છે જી હોજી.
રે-રે-હીરણાકસ્યપને હીરણાક્ષ, અસુર હતા ચંડાળ
હણીયા ભકત પ્રલ્હાદને કાજેરે— પારધી
રે રે-કુંભકરણ રાવણ વળી, રોળ્યા રણ મોઝાર.
આપ્યું રાજ્ય વિભીષણ તાજરે— પારધી
રે-રે-કાચળને વળી કાચબો નીકળ્યાં જળની બહાર,
દવ લાગ્યોને રેલી જળ ધારરે— પારધી



# અંક ૨ જો.



ગોવાળો— ૨૧

હોજી ગોવાળભા, રમીયે જમીયે રૂપલા ધામમાં,
ભજનના ખુબ ભાજન ભરીયે, ખુબ પીએ નંદનો લાલો રીઝવીયે,
જોઈ હાં ભકતોની બલીહારી, મોહી રહ્યા મોટા મુનીવર ભારે,
બ્રાહ્મણોને ગંગામાતા સૂત આપ્યો, રાજા ઉદય મહારાજને—
હોજી ગોવાળભા.

બ્રાહ્મણો— ૨૨

અખિલ જગે અવિનાશી, લીલા વિલસે માલતી,
કણ કણમાં વિભૂતિ વરસતી સરસી ફાલતી,
દ્વારામતીના ગિરધરની પૂરણ પ્રીતી નટવરની,
મુગાનેય વાચા આપી શીખવે પાઠો નિગમોના,
લંગડાઓ આદિ ઓળંગે ગાતા ગાનો વિભુ વરના,
ભકિત ભકતોને પાળતી. અખિલ.

બ્રાહ્મણો— ૨૩

મહીમા વિભુની ભકિતનો લેતી તું પીછાની,
ભવરણ માહે શાંન્તિદા સુખ વિશ્રામી— મહી.

પ્રલ્હાદની વારે અવિનાશી, વિચર્યા વિનતી માની,
ભીડભંજનને ના હરિજનોની ભીડ અજાણી. મદી.
ગજેન્દ્રને લીધા ઉદ્ધારી, પલમાં પ્રેમ પ્રમાણી.
દુ:ખીઆના બેલી, ભક્તિની ભાળી એંધાણી. મદી

બોડાણો-કૃષ્ણ— ૨૪

રે દરશ દો પ્રેમ પ્રસારી મુરારી.
આધાર તારો મને ભારીરે. રે દરશ દો.
સંસાર અસારીયામાં આશરો તમારો,
શરમ ભરમ રાખ મારીરે રે દરશ દો

## સાખી.

ભક્તાધીન હું ભક્તની, સત્વર ચડતો વાર,
ભવ બન્ધન છેદી બધા, રાખું શરણ મોઝાર.

કૃષ્ણ-બોડાણો ૨૫

ભક્ત તજો ઉચાટ, તજો ગભરાટ, વિચારો વાત,
થાશે ધાર્યું સાક્ષાત, થઈ નિરાંત મન કરો શાન્ત.
લાવુ વ્હેલ તમ માટ, આ વસમી વાટ, જગતના તાત
જોઉં નહિં દિનરાત, મારી સંગાત, પ્રભુ સાક્ષાત,
પ્રણામ પ્રણામ છે રામ રામ

મણી— ૨૬

ચિદ્દઘન આતમ છે હૃદયામાં અખંડ આનંદ સાથ,
શું શોધે જંગલ દધિ તટમાં હંસા ભૂલતો વાટ.

અત્ર તત્ર સર્વત્રજ સરખો,
જ્ઞાન જ્યોતિથી જ્યોતિ નીરખો.
તન મન ધન સૌ અર્પણ કરતા,
પ્રગટ થાય સાક્ષાત. ચિદ્દઘન.

લીલા બ્રહ્મ-મણી- ૨૭

જા ગદ્ધા ઘરની બાર બ્હાર,
કર માફ બાપ હું પાપ ભાર - જા ગદ્ધા
ફૂટ છે કપટ કારી, પાંખડી વેષધારી,
ગુરજની શીખે હું ભૂલ્યો છું બ્રહ્મચારી,
મર મોટા ગોખા, તેં ધુળ જાતે ઘાલી,
ભૂલ્યો ભાઈ બ્હેન,
રે જા જા જા,
પાયે પડુ મુકા લીલા બાપ,
લે લાત સાત આહ— જા ગદ્ધા

ઓડાણુ— ૨૮

હરિ આના પ્રાણને જાતો બચાવો,
કૃપાનાથ કરૂણા લાવો. હરિ.
તું ન ઉગારે તેને કોણ તારે, એ દુનિયાનો દાવો,
કેક જનોને જીવ દાન આપી, કીધાં સજીવન પાછાં,
દાખી અમીની દ્રષ્ટિ દુઃખી વારે વ્હેલા આવો. હરિ.

ગંગા, ઓડાણા—　　　　　૨૯

કરશે ગિરધારી સાથરે,
ભલે જાઉં ભાગવા,
પ્રભુ કમલ વદન ઘનશ્યામ, તાણ કામ ધરી હામ, અજાવુ હું કરશે.
જન મન લોભીના સાચવજો,
લઇને પતિ વ્હેલા વળજો,
ચિચરૂં લેવાને વ્હેલ, તમે સેવા કરજો.
ઘરની ચિન્તા દો મેલી,
આ ચાલી વે'લી વે'લી　　　　　　　　　કરશે

સુરજ—　　　　　　　　૩૦

જોબન ઝુલેરે, (૨) પ્રેમ ઝુલે, અણુ મુલે.
કોઈ રસિયાના નેન જોઈ ખુલે,
મીઠી મનહારી મુખ કાન્તિ કે જોઇ, લાલ
મલકેરે, (૨) કામી મનમાંને મનમાં,
ગાલ મારી લટકાળી, ભાળી ભલે.　　　　જોબન

લીલા, મણી, સુરજ—　　　૩૧

પડ ના પાપીના પોબાર,
જગત જનનો અંતે ધીટકાર,
વિષય મતિ નવ રતિ ફળ દાતાર.　　　　　　પડ
હું ભુલી પ્રીતમ પ્યારા, સ્ત્રી ધર્મ મર્મના ખ્યાલ,
ઠોકરથી સુધરે દુનિયા, ભાળી તુજને હાલ, હાલ, હાલ　પડ

ઓડાંણુ - ૩૨

ત્રિભુવન નિંદલડી હો વિસારી,
મહા પ્રયત્ને વેલ મળીઆ, આશ હવે હરિ તારી—ત્રિભુ.

**સાખી.**

આશા આપી ભક્તને, સોંપી દુસ્કર કાજ,
લીધ પરીક્ષા દાસની, રાખ હવે મુજ લાજ— ત્રિભુ

**સાખી.**

ધ્રુવની હાંક સુણી ઉઠ્યા, લક્ષ્મિની તજી મોડ,
પામર પંખી ટળવળે, પુરો મનના કોડ- - ત્રિભુ

**સાખી.**

જાગો જાગો આજ શું, શ્રમિત થયા મહારાજ,
શ્રમના દીન હવે આવશે, તો કયમ શરજે કાજ— ત્રિભુ



# અંક ૩ જો.



નાચનારીઓ— ૩૩

રંગમે કયસે હોરી ખેલુંગી, સાંવરીયે સંગ,
ભાબી ધોવે મયલે સયલે, ધોબનનીયાકે સંગ,
કીસ પાપીકી નજર લગી, મેરી ચોલી હો ગઈ તંગ રંગ.
મેરા શૉહર મુસ્સ મીલા હય, રોજ પીવે હય ભંગ,
હાય જવાની હો ગઈ ગારત, પાની હો ગયા અંગ. રંગ.

બ્રહ્મચારી—                    ૩૪

આજ ધુળધાણી થઇ, નિષ્ફળ નીવડી આશા,
અંતરે ઉદાસી આશા હાય, હાય, હાય, હાય,
મનુષ્ય તરંગ રચે, અટવાય અધવચે હાય. હાય, હાય,
મનડું આજે તન પ્રજાળે, વિપદ અકાળે હાય, હાય, હાય,

ગોવાળ                    ૩૫

એણી એણી મોરલીયો વાગે છે,
એનો નાદ ગગનમાં ગાજે છે—     એણી એણી.
નાંસા વરણાગી ઉભા, જમનાની તીર,
સુણીને નાદ ગાયો ભાગે છે -     એણી એણી.

મોડાણા—                    ૩૬

તારી સાવરી સુરત મનહરણી,
ગણતાં તપ ગુણના ગણાય,
છબ ન વરણાય,
સેવક સુખકરણી—     તારી.
આશ પૂર્ણ થઇ તુજ ઉપકારે,
આ સંસારે ભગતી તારે
ભક્ત દેવ મન મોદ પમાડે
ગુણીજન ગુણ ગાય—     તારી.

બોડાણો— ૩૭

સ્વર્ગ જેવું ધામ આતો, ડંકપુર આનંદકારી,
પુણ્યની દીપમાળ ભાળી, પાપના સ્પર્શે વિકારી.
મીઠું પુનીત પાવનકારી, પાણી ભરીશું ગોમતી,
પાપી માનવ સ્નાન કરીને, પાપ તજે ભવ ભારકારી.
જય સદા રણછોડજીની જ્યાં સદા ઉચરાય છે.
કાળ ઝડપ ના વાગે ભાઈ, મહીમા એવો છે ભારી—સ્વર્ગ

કૃષ્ણ - ૩૮

## સાખી.

વસ્ત્ર તજે જન જીર્ણ જે સજતા નવીન ચાંય.
જીવ શરીર જુનું તજી નવીન શરીરમા જાય  કાચા
કાચા વાદળની છાંયારે, જીવડા શોક શાને કરીએ,
સમજે માનવ કાયા મારી, કાચા કુંભપર મમતા તારી
મૃગજળ ભરીઉં માંહે ભારી, પ્યાસ ન છીપવા વારી.
ધીરજ ધરી શોકને પરહરીએ.

સર્વે-- ૩૯

વિજય વિજય. હરિજનોનાં, ભકતજનોનાં મંગળકારી.
કુંખહારી ભારી. કુંજ વિહારી,
દાસ ઓદ્ધારી દનુજ મારી, લીધાં ઉગારી,
સુખદ બિરુદ દિવ્ય દાતાર. (૨) વિજય—



# લગ્નસરાનો શણગાર તે શું!

## ખરા રજવાડી જરીના ડ્રેસો.



વરરાજાને પહેરાવવાના ખરા તેમજ ખોટા લપ્પાનાં જામા. જોધપુરી તેમજ રજવાડી મંડિલો. ખરી અને ખોટી પાઘડીઓ. તાસનાં ફેંટાં, ફેન્સી કટનાં સીરપેચ. તથા પીંછી અને બાદલાની કલગી વીગેરે જથાબંધ તથા છુટક બનાવનાર વેચનાર. અને ભાડે આપનાર.

દુકાન સ્ટેશનરોડ
તારઓફીસ પાસે
બેગમપુરા મુકેશ.

**ગોવનભાઇ નારણદાસ**
છાપરીઆ શેરી સુરત.

નોટ:— ઉપર લખેલા દરેક જાતનો માલ ઓર્ડર મુજબ તાકીદે બનાવી આપીશું